શ્રી નગીનદાસ ગ્રંથમાળા પુષ્પ ૮

" જેણે આત્માને જાણ્યો તેણે સર્વ જાણ્યું "

—નિર્ગ્રંથ પ્રવચન

# શ્રીમદ્ રાજચંદ્ર

પ્રણીત

# ભાવનાબોધ-મોક્ષમાળા

અને

# આત્મસિદ્ધિશાસ્ત્ર

# સમર્પણ

શિરછત્રતુલ્ય પૂજ્ય પિતાશ્રી,

સ્વ૦ ગમવૈદ્ય નગીનદાસ છગનલાલ શાહ

સંસ્થાપક-ઊંઝા ફાર્મસી લીઃ ઊંઝા



આપના સ્મરણાર્થે આપને પ્રિય તેવો આ આધ્યાત્મિક ગ્રંથ છપાવી બહાર પાડતાં અમોને ઘણો આનંદ થાય છે

આપે અનેક કષ્ટો વેઠી અમોને પાળી પોષી મોટા કર્યા છે અને અમારામાં નૈતિક સંસ્કારો કાયમ ટકી રહે તે માટે પૂરતા પ્રયત્નો કર્યા છે, તેનો બદલો તો અમો કોઈ કાળે પૂર્ણ કરી શકીએ તેમ નથી

આપે જનતામાં ધાર્મિક અને નૈતિક સંસ્કારો ટકી રહે તે માટે રૂા ૧૦૦૦૦) જેવી રકમ અમોને સોંપી છે, તેમાંથી પરમ કૃપાળુ શ્રીમદ્ રાજચંદ્ર કૃત સર્વેને પ્રિય થઈ પડે તેવું આત્માને સદા હિતકારી ભાવનાબોધ-મોક્ષમાળા પ્રથમ નરીકે પુષ્પ બહાર પાડી આપને જ સમર્પણ કરી અમે કૃતાર્થ થઈએ છીએ

| | |
|---|---|
| ઊંઝા ફાર્મસી લી૦<br>ઊંઝા<br>સં ૨૦૦૫ કાર્તિક શુક્લ પૂર્ણિમા | અમો છીએ આપના નમ્ર<br>શા ભોગીલાલ નગીનદાસ<br>શા વસંતલાલ ઉત્તમચંદ |

## ઊંઝા ફાર્મસીના સંસ્થાપક

## સ્વ. રસવૈદ્ય-નગીનદાસ છગનલાલ શાહનો

# ટૂંક જીવન પરિચય

વૈદ્યરાજનો જન્મ આજથી ૮૭ વર્ષ પૂર્વે સંવત ૧૯૧૮ ના કાર્તિક સુદ ૧૫ ના દિવસે ઊંઝામાં થયો હતો. વૈદ્યરાજના પિતાનું નામ છગનલાલ અને માતાનું નામ [illegible] હતું. તેઓને બે ભાઈ તથા બે બેનો હતાં.

વૈદ્યરાજે ગુજરાતી ૭ ચોપડીઓનો અભ્યાસ કર્યો હતો. તેમની બુદ્ધિ તીક્ષ્ણ હતી. ૧૬ વર્ષની વયે પોતાના પિતાના અનાજ, ધીરધાર વગેરેના ધંધામાં જોડાયા અને કાપડ-ધાગા કમીશન એજંટ વિગેરેના કામો ભાઈઓની મદદથી શરૂ કરેલા. પરંતુ આ ધંધા કરતા હતા ત્યારે તેમની વૃત્તિ સેવા તથા પરોપકાર તરફ હોવાથી નાનપણથી દવાઓ મંગાવીને જનતાને મફત આપતા હતા. શરૂઆતમાં સિદ્ધપુરના સરકારી ડોક્ટર શ્રી. જાદુભાઈની સૂચના અનુસાર વિલાયતી દવાઓ મંગાવી મફત આપવા માંડેલી. પરંતુ આમાં દેશનું ધન પરદેશ જાય છે તેમ લાગવાથી કુચામન રોડના રાજવૈદ્ય મુનિશ્રી ગંભીરવિજયજીની સલાહ અનુસાર વૈદકના પુસ્તકો મંગાવી આયુર્વેદિક દવાઓ બનાવી મફત આપવા માંડી. આયુર્વેદિક દવાઓની સારી અસર થતી માલુમ પડવાથી તેનો જનતામાં પ્રચાર કરવાની ઇચ્છા થઈ. તેથી શારીરિક સંપત્તિ, આરોગ્યરત્નાવલી વગેરે પુસ્તિકાઓ છપાવી દવાઓ વ્યાજબી કીમતે આપવા માંડી અને વૈદ્યરાજની ખ્યાતિ દિનપ્રતિદિન વધતી જતી હોવાથી મારવાડ, ગુજરાત, કાઠીઆવાડ વગેરે સ્થળોના દરદીઓ દિનપ્રતિદિન વિશેષ આવવા માંડ્યા. તેઓ પરહેજ સખ્ત

ચગાવના દાવા છતાં મોટા ભાગે ઘણી જગ્યાએથી નિરાશ થયેલ દરદીઓ આવતા હતા અને તેઓને રોગ પ્રમાણે છાસ દુધ વગેરે પર રાખી દવાઓ આપતા હતા જેથી દરદીઓ ટુંક મુદતમાં સારા થઈ આશિષ આપી ચાલ્યા જતા હતા પરેજી પાળવામાં ન આવે તો સારાં ઔષધો પણ કામ જોઈએ તેવું કરી શકતા નથી તેવી તેમની માન્યતા હોવાથી તેમની પહેલી પુસ્તિકા દારીદ્રિકમ્પાતના ટાઈટલ ઉપર 'પથ્ય ન પાળે રોગી, કરે શું ઔષધ કામ પથ્ય પાળે રોગી તો ઔષધનું શું કામ?' આવું સ્પષ્ટ સૂત્ર લખી દવાઓ કરતા પણ પથ્યની વિશેષતા બતાવી હતી અને પોતે પણ આખી જીંદગી સુધી દુધ-ભાત વગેરે સાત્વિક ખોરાક ઉપર રહી આખી જીંદગી વ્યતીત કરેલી કે શરૂઆતમા દરદીઓને રહેવા, ખાવા તથા દવાઓની સગવડ મફત કરી આપતા હતા પરંતુ તેમના બંધુ શીતલદાસનું અવસાન થવાથી, બીજા ધંધાઓ બંધ થયેલા હોવાથી અને બીજી આવક ઘટી જવાથી તેઓએ દવાની છાપેલી કીમત સં. ૧૯૬૩ લગભગથી લેવા માંડી આયુર્વેદિક દવાઓનો પ્રચાર વિશેષ કરવાની તમન્ના જાગવાથી સં. ૧૯૬૩મા મુંબઈ દુકાન કરી ત્યાર બાદ સંવત ૧૯૭૦મા પાટણ અને ૧૯૭૫મા અમદાવાદ અને ૧૯૮૩માં પુનામા દુકાનો કરી અને હિંદ ઉપરાંત આફ્રીકા, બર્મા, સીલોન ફીજી વિગેરે સ્થળોએ એજન્સીઓ સ્થાપીને આયુર્વેદિક દવાઓનો બનતો પ્રચાર કર્યો છે આટલાથી સંતોષ ન માનતાં જગતના કલ્યાણ માટે ઋષિ-મુનિઓએ લખેલાં ચરક, સુશ્રુત વાગ્ભટ વગેરે ગ્રંથોનું વીસ વર્ષ સુધી પ્રયત્નો કરી તારણ કાઢી ભારત ભૈષજ્ય રત્નાકર નામનો બૃહદ્ગ્રંથ સ્વ. ગોપીનાથ ગુપ્ત પાસે હિંદી ટીકા લખાવી પાંચ ભાગમા બહાર પાડેલો કે આ ગ્રંથમાં દવાઓ બનાવવાનાં દસ હજાર શાસ્ત્રીય પ્રયોગો હોવાથી દવાઓ બનાવવા માટે બીજું એક પણ પુસ્તક ખરીદવું પડશે નહિ તેમ આજનો

વૈદ્ય સમાજ કહે છે તેઓ ધર્મે જૈન હોવાથી ભવિષ્યની પ્રજા પણ માંસાહારી પ્રયોગોનો ઉપયોગ ન કરે તે હેતુથી માંસાહારી પ્રયોગો આ પુસ્તકમાં લીધા નથી આ પ્રથની ઉત્તમ સકલના કરવા બદલ પચીસમાં અખીલ ભારત વર્ષીય વૈદ્ય સમ્મેલને ધન્ય વાદનો ઠરાવ કરેલો અને પ્રમુખ સાહેબ તરફથી વૈદ્યરાજને અભિનંદન પત્ર આપવામાં આવેલુ વૈદ્યરાજને નવી નવી દવાઓ બનાવવાનો શોખ હોવાથી હમેશા તેઓ પ્રાચીન પુસ્તકોનુ સશોધન કર્યા કરતા હતા અને નવા નવા પ્રયોગો બનાવી અનુભવ કરતા હતા અને જે પૂર્ણ લાભકારી લાગે તેને જાહેરમાં મુકતા હતા તેમનો ઉલ્લાસ ઉત્સાહ અને જાતે કામ કરવાની તમના યુવાનોને શરમાવે તેવી હતી

પોતે સ્થાપેલી ઊંઝા આયુર્વેદિક ફાર્મસીનુ વધુ સારી રીતે સચાલન થાય અને જનતાને તેની આવકમાં લાભ મળે તે હેતુથી તા ૪-૩-૪૪ના રોજ આ કપનીને ઊંઝા ફાર્મસી લીમીટેડના નામથી રૂપીઆ સાડાબાર લાખના શેરો કાઢી પબ્લીક લીમીટેડ બનાવવામાં આવી છે અને તેના મકાનનુ ખાતમુહૂર્ત સવત ૨૦૦૦ના ફાગણ વ ૧ ના રોજ વડા ગ ગજ્યના નિવૃત્ત નાયબ દિવાન શ્રી બી કે ભાટે સાહેબના શુભ હસ્તે થયેલુ અને તે જ મગન ધન્વન્તરિ પ્રાસાદનુ ઉદ્ઘાટન સ ૨૦૦૪ના ધનતેરસના દિવસે વડોદરા રાજ્યના પ્રથમ પ્રજાકિય વડા પ્રધાન ડા જીવરાજ મહેતા સાહેબના શુભ હસ્તે થયેલુ છે અને હાલમા ઊંઝા ફાર્મસી લીમીટેડનુ કામ સારી રીતે ચાલી રહ્યુ છે

વૈદ્યરાજને વદ ધધા ઉપરાત ધાર્મિક પુસ્તકોના વાચન પ્રકાશન તથા પ્રચારનો શોખ હોવાથી હમેશા ૩ થી ૪ કલાક ધાર્મિક પુસ્તકનુ વાચન કરતા હતા અને પ્રમાણનયતત્વલોકાલકાર જિનવાણી, બાલગ્રથાવલી આત્મજ્યોતિ આત્મસિદ્ધિ

શાસ્ત્ર, શ્રીમદ્ રાજચન્દ્રના પત્રો, વિગેરે પુસ્તકો છપાવી સસ્તી કીમતે તથા ભેટ આપી પ્રચાર કર્યો છે આ ઉપરાંત વૈદ્યરાજે નીચે પ્રમાણે રકમોનુ દાન કર્યું છે

રૂા ૧૦૦૦૦૦) આયુર્વેદિક હોસ્પીટલ માટે

રૂા. ૨૫૦૦૦) આયુર્વેદના પ્રચાર માટે સુવર્ણ મહોત્સવ પ્રસંગે

રૂા ૧૦૦૦૦) ધાર્મિક તથા નૈતિક પુસ્તકો છપાવી પડતર કીમતે વેચવા

રૂા. ૧૨૦૦૦) ઉત્તમચંદ સાર્વજનિક દવાખાના માટે

રૂા ૧૦૦૦૦) ગરીબો તથા મધ્યમ વર્ગને મદદ કરવા જૈન સહાયક મંડળ ફંડ ભિંઝા

રૂા ૬૦૦૦) જૈન વિદ્યોત્તેજક મંડળ (જૈન બોર્ડીંગ)

રૂા ૫૦૦૦) શ્રી શાન્તીનાથ દેરાસરમાં મુગટ તથા સાધારણ ખાતામાં

રૂા ૩૦૦૦) ભિંઝા પાંજરાપોળ

આ ઉપરાંત શકુંતલા ગર્લ્સ હાઈસ્કૂલ પગારની વિદ્યાલય તથા પાલીતાણા, કડી, વડોદરા વિગેરે બોર્ડિંગોમાં તથા બીજી ઘણી સંસ્થાઓમાં થઈ હજારો રૂપીઆના દાન કરેલાં છે

વૈદ્યરાજનો ૮૭ વર્ષની પાકટ ઉંમરે આજ વર્ષના કારતક સુ૦ ૧૫ ના રોજ સમાધિ પૂર્વક સ્વર્ગવાસ થયેલો છે વૈદ્યરાજના પુત્ર શ્રી ભોગીલાલ તથા પૌત્ર શ્રી વસંતલાલને કેટલાક વખતથી કાર્યભીનુ કામ સોંપી લગભગ નિવૃત્ત અને ધાર્મિક જીવન ગુજારતા હતા અવસાનના છેલ્લા દિવસે અમદાવાદથી ૫ સુખલાલભાઈ, ૫ ભગવાનદાસભાઈ ૫ બેચરદાસભાઈ વગેરે જાણીતા વિદ્વાનો સાથે ધાર્મિક વિચાર વિનિમય કરેલ વૈદ્યરાજ પોતાની પાછળ બહોળુ કુટુમ્બ તથા મિત્ર મંડળ અને શુભેચ્છકોનો વિશાળ સમુદાય મુકતા ગયા છે

# પ્રસ્તાવના

## લેખક પૂજ્ય-મહાત્મા ગાંધીજી

શ્રીમદ્ રાજચંદ્રના પત્રો અને લખાણોની (નવી) આવૃત્તિને સારૂ પ્રસ્તાવના લખવાની માગણી મારી પાસે જેને હું મારા વડીલ ભાઈ સમા ગણું છું એવા શ્રી રેવાશંકર જગજીવને કરી તેનો હું ઈનકાર નથી કરી શક્યો શ્રીમદ્ રાજચંદ્રના લખાણોની પ્રસ્તાવનામાં શું લખવું એ વિચારતા મને એમ લાગ્યું કે તેમના સ્મરણોના થોડા પ્રકરણો મે યરોડાના કેદખાનામાં લખ્યા તે આપું તો બે અર્થ સરે એક તો જે પ્રયાસ મે જેલમાં કર્યો તે અધૂરો છતા કેવળ ધર્મવૃત્તિથી લખાયેલો હોવાથી મારા જેવા મુમુક્ષુને તેનો લાભ મળે અને બીજા જેઓને શ્રીમદ્નો પરિચય ન થયો હોય તેઓને તેમનો કંઈક પરિચય મળે અને તેથી તેમના કેટલાક લખાણો સમજવામા મદદ મળે.

નીચેના પ્રકરણો તો અધૂરા છે હું પૂરા કરી શકું એવું મને ભાસતું નથી કેમકે અવકાશ મળે તોયે જે મે લખ્યું છે તેનાથી આગળ બહુ વધવાની મારી ઈચ્છા નથી થતી તેથી છેલ્લુ પ્રકરણ જે અધૂરૂ રહ્યું તે પૂરૂ કરી તેમા કેટલીક વસ્તુનો સમાવેશ કરી દેવા ઈચ્છુ છુ

એ પ્રકરણોમા એક વિષયનો વિચાર નથી થયો તે વાચનારની પાસે રજુ કરવો ઈષ્ટ ગણું છું કેટલાક એમ કહે છે કે શ્રીમદ્ પચીસમા તીર્થંકર થઈ ગયા કેટલાક એમ માને છે કે તેમણે મોક્ષ મેળવી લીધો આ બન્ને

માન્યતા અયોગ્ય છે એમ મને લાગે છે એ માન્યતા ધરાવનારા શ્રીમદને ઓળખતા નથી અથવા તીર્થંકરની અથવા મુક્ત પુરૂષની વ્યાખ્યા ઓછી કરે છે આપણા પ્રિયતમને સારૂ પણ આપણે સત્યને હળવુ કે સસ્તુ ન કરીએ મોક્ષ અમૂલ્ય વસ્તુ છે મોક્ષ આત્માની અતિમ સ્થિતિ છે મોક્ષ એવી મોંઘી વસ્તુ છે કે તે મેળવતા જેટલો પ્રયત્ન સમુદ્રતીરે બેસી એક સળી લઈ તેની ઉપર એક એક બિંદુ ચડાવી સમુદ્ર ઉલેચનારને કરવો પડે અને ધીરજ રાખવી પડે તેના કરતા ય વિશેષની આવશ્યકતા છે એ મોક્ષનું સપૂર્ણ વર્ણન અસભવિત છે તીર્થંકરને મોક્ષ પૂર્વેની વિભૂતિઓ સહજ પ્રાપ્ત હોય આ દેહે મુક્ત પુરૂષને રોગાદિ હોય નહિ નિર્વિકારી શરીરમા રોગ સભવતો નથી રાગ વિના રોગ હોય નહિ જ્યા વિકાર ત્યા રાગ રહેલો જ હોય, જ્યા રાગ ત્યા મોક્ષ સભવે નહિ મુકત પુરૂષને જોઈતી વીતરાગતા, કે તીર્થંકરની વિભૂતિઓ શ્રીમદને પ્રાપ્ત નહોતી થઈ સામાન્ય મનુષ્યોના પ્રમાણમા શ્રીમદની વીતરાગતા અને વિભૂતિઓ ઘણી વધારે હતી, તેથી આપણે તેમને લૌકિક ભાવામા વીતરાગ અને વિભૂતિમાન કહીએ પણ મુકત પુરૂષને સારૂ કલ્પાયેલી વીતરાગતાને અને તીર્થંકરની વિભૂતિઓને શ્રીમદ્ નહોતા પહોચી શકયા એવો મારો દૃઢ અભિપ્રાય છે આ કઈ એક મહાન કે પૂજ્ય વ્યક્તિનો દોષ બતાવવાને સારૂ નથી લખતો પણ તેમને અને સત્યને ન્યાય મળવા ખાતર લખુ છુ આપણે સસારી જીવો છીએ ત્યારે શ્રીમદ્ અસસારી હતા. આપણને અનેક યોનિઓમા ભટકવુ પડશે ત્યારે શ્રીમદને કદાચ એક જન્મ બસ થાઓ. આપણે કદાચ

મોક્ષથી દૂર ભાગતા હોઇશુ ત્યારે શ્રીમદ વાયુવેગે મો
તરફ ખસી રહ્યા હતા આ થોડો પુરૂષાર્થ નથી એમ છત
મારે કહેવુ જોઇએ કે શ્રીમદ, જે અપૂર્વ પદનુ તેમણે પો
સુંદર વર્ણન કર્યું છે, તે પામી નહોતા શક્યા. તેમણે જ ક
છે કે તેમના પ્રવાસમા તેમને સહેરાનુ રણ વચમા આ
તે ઓળગવુ બાકી રહી ગયુ પણ શ્રીમદ રાજચદ્ર અસ
ધારણ વ્યક્તિ હતા. તેમના લખાણુ એ તેમના અનુભવ
બિદુ સમા છે તે વાચનાર વિચારનાર અને તે પ્રમા
ચાલનારને મોક્ષ સુલભ થાય, તેના કષાયો મોળા પડે, તે
સસાર વિષે ઉદાસીનતા આવે, તે દેહનો મોહ છો
આત્માર્થી બને

આટલા ઉપરથી વાચનાર જોશે કે શ્રીમદના લખા
અધિકારીને સારૂ છે બધા વાચનાર તેમા રસ નહિ લ
શકે ટીકાકારને તેની ટીકાનુ કારણ મળશે. પણ શ્રદ્ધાવા
તો તેમાથી રસ જ લૂટશે તેમના લખાણોમા સત્ નીત
રહ્યુ છે એવો મને હમેશા ભાસ આવ્યો છે તેમણે પોતા
જ્ઞાન બતાવવા સારૂ એક પણ અક્ષર નથી લખ્યો લખનાર
હેતુ વાચનારને પોતાના આત્માનદમા ભાગીદાર બનાવવા
હતો, જેને આત્મક્લેશ ટાળવો છે, જે પોતાનુ કર્તવ્ય જાણ
ઉત્સુક છે તેને શ્રીમદના લખાણોમાંથી બહુ મળી રહે
એવો મને વિશ્વાસ છે, પછી ભલે તે હિદુ હો કે અન્યધર્મ

અને આવા અધિકારીને તેમના થોડા સ્મરણોની
કરેલી યાદી ઉપયોગી થઈ પડશે એ આશાએ તે સ્મરણો
આ પ્રસ્તાવનામાં સ્થાન આપુ છુ

(શ્રીમદ્ રાજચદ્ર "બાળબોધ" પ્રસ્તાવનામાથી)

# રાયચંદભાઈનાં કેટલાંક સ્મરણો

૧

જેના પવિત્ર સ્મરણો લખવાનો હું આરભ કરૂ છુ તે સ્વ૦ શ્રીમદ રાજચદ્રની જન્મતિથિનો આ દિવસ છે એટલે કાર્તિક પૂર્ણિમા (સવત ૧૯૭૯) મારો પ્રયત્ન શ્રીમદ્ રાજચદ્રનુ જીવનચરિત્ર લખવાનો નથી એ કાર્ય મારી શક્તિની બહાર છે, મારી પાસે સામગ્રી નથી જીવચરિત્ર લખવું હોય તો હુ તેમની જન્મભૂમિ વવાણિયા બદરમા કેટલોક વખત ગાળુ, તેમનું રહેવાનુ મકાન તપાસુ, તેમના રમવા ભમવાના સ્થાનો જોઉં, તેમના બાળમિત્રોને મળુ, તેમની નિશાળમા જઈ આવું, તેમના મિત્રો, અનુયાયીઓ, સગાસબધીઓને મળુ, તેમની પાસે જાણવાનુ જાણી લઉં ને પછી જ લખવાનો આરભ કરૂ આમાની કોઈ વસ્તુનો મને પરિચય નથી

પણ સ્મરણો લખવાની પણ મારી શક્તિ અથવા યોગ્યતા વિષે મને શકા ઉત્પન્ન થઈ છે અવકાશ હોય તો તેમના સ્મરણો લખુ એવો ઉદ્ગાર મેં એકથી વધાર વખત કાઢેલો મને યાદ છે તેમના એક શિષ્ય કે જેમને સારુ મારા મનમા ઘણું માન છે, તેમણે તે સાભળેલુ અને આ

આરભ મુખ્યત્વે તેમને સતોષવાને ખાતર છે શ્રીમદ રાજ-
ચદ્ર જેમને હું રાયચદભાઈ અથવા કવિ એવા નામથી પ્રેમ
અને માનપૂર્વક બોલાવતો, તેમના સ્મરણો લખી તેમનુ
રહસ્ય મુમુક્ષુ પાસે મૂકવુ એ મને ગમે હવે તો મારો
પ્રયાસ કેવળ મિત્રને સતોષવા પૂરતો છે તેમના સ્મરણોને
હુ ન્યાય આપી શકુ તેને સારૂ મને જૈનમાર્ગનો પરિચય
હોવો જોઈએ મારે કબૂલ કરવુ જોઈએ કે તે નથી તેથી
મારૂ દૃષ્ટિબિંદુ હુ અત્યત સકુચિત રાખવાનો છુ જે
સ્મરણોથી મારા જીવન ઉપર છાપ પડી છે તેની નોધ અને
તેમાથી જે શિક્ષણ મને મળ્યુ છે તે જ આપી હુ સતોષ
માનીશ કદાચ જે લાભ મને મળ્યો તે અથવા તેવો તે
સ્મરણોથી વાચનાર મુમુક્ષુને પણ મળે

'મુમુક્ષુ' શબ્દ મે ઈરાદાપૂર્વક વાપર્યો છે બધી
જાતના વાચનારને મારૂ આ પ્રયાસ નથી

મારી ઉપર ત્રણ પુરૂષોએ ઉડી છાપ પાડી છે ટોલ્સ્ટોય,
રસ્કિન અને રાયચદભાઈ ટોલ્સ્ટોયની તેમના અમુક પુસ્તક
દ્વારા અને તેમની સાથેના થોડા પત્રવ્યવહારથી, રસ્કિનની
તેના એક જ પુસ્તક 'અનટુ ધિસ લાસ્ટ'થી,—જેનુ
ગુજરાતી નામ 'સર્વોદય' મે રાખ્યુ છે—અને રાયચદ
ભાઈની તેમની સાથેના ગાઢ પરિચયથી હિંદુધર્મમા મને
શકા પેદા થઈ તે સમયે તેના નિવારણમા મદદ કરનાર
રાયચદભાઈ હતા અને ૧૮૯૩ની સાલમા દક્ષિણ આફ્રિકામા
હું કેટલાક ખ્રિસ્તી સજ્જનોના ખાસ સબધમા આવેલો
તેમનુ જીવન સ્વચ્છ હતુ તે ધર્મચુસ્ત હતા બીજા ધર્મ

વાળાને ખ્રિસ્તી થવા સમજાવવા એ તેમનો મુખ્ય વ્યવસાય હતો જોકે મારો તેમની સાથે સંબંધ વ્યાવહારિક કાર્યને જ અંગે થયેલો તો પણ તેમણે મારા આત્માના કલ્યાણ અર્થે ચિંતા કરવા માંડી. મારૂં એક કર્તવ્ય હું સમજી શકયો જ્યાં સુધી હિંદુધર્મનું રહસ્ય હું પૂરૂં ન જાણી લઉં અને તેનાથી મારા આત્માને અસંતોષ ન થાય, ત્યાં સુધી મારા જન્મનો ધર્મ મારે ન જ તજવો જોઈએ, તેથી મેં હિંદુ અને બીજા ધર્મપુસ્તકો વાચવા શરૂ કર્યાં ખ્રિસ્તી, મુસલમાની પુસ્તકો વાંચ્યાં લંડનમાં થયેલા અંગ્રેજ મિત્રોની સાથે પત્રવ્યવહાર ચલાવ્યો તેમની આગળ મારી શંકાઓ મૂકી, તેમજ હિંદુસ્તાનમાં જેઓ ઉપર મારી કંઈ પણ આસ્થા હતી તેમની સાથે પત્રવ્યવહાર ચલાવ્યો તેમાં રાયચંદભાઈ મુખ્ય હતા તેમની સાથે તો મને સરસ સંબંધ બંધાઈ ચૂક્યો હતો. તેમના પ્રત્યે માન હતું, તેથી તેમની મારફતે જે મળી શકે તે મેળવવા વિચાર કર્યો, તેનું પરિણામ એ આવ્યું કે હું શાંતિ પામ્યો હિંદુધર્મમાં મને જે જોઈએ તે મળે એમ છે, એવો મનને વિશ્વાસ આવ્યો આ સ્થિતિને સારૂ રાયચંદભાઈ જવાબદાર થયા એટલે મારૂં માન તેમના પ્રત્યે કેટલું વધ્યું હોવું જોઈએ તેનો ખ્યાલ વાચનારને કંઈક આવશે

એમ છતાં મેં એમને ધર્મગુરુ નથી માન્યા ધર્મ ગુરુની તો શોધ જ કર્યા કરૂં છું, અને હજુ સુધી મને બધાને વિષે જવાબ 'આ નહિ' એમ જ મળ્યો છે એવા સંપૂર્ણ ગુરુ મળવાને સારૂ અધિકાર જોઈએ, તે ક્યાથી કાઢું

૨

ગયચદભાઈની સાથે મારી ઓળખાણ સન ૧૮૯૧ના જુલાઈ માસમા જે દિવસે હુ વિલાયતથી પાછો ફરી મુંબઈ પહોચ્યો તે જ દિવસે થઈ એ દિવસોમા દરિયામા તોફાન હોય છે, તેથી આગબોટ મોડી પહોચેલી ને રાત પડી ગઈ હતી મારો ઉતારો દાક્તર—બેરિસ્ટર—અને હવે રગૂનના પ્રખ્યાત ઝવેરી—પ્રાણજીવનદાસ મહેતાને ત્યા હતો, રાય ચદભાઈ તેમના વડીલ ભાઈના જમાઈ થાય દાકતરે જ પરિચય કરાવેલો તેમના બીજા વડીલ ભાઈ ઝવેરી રેવાશકર જગજીવનદાસની ઓળખ પણ તે જ દિવસે થઈ દાક્તરે રાયચદભાઈને 'કવિ' કહી ઓળખાવ્યા, અને મને કહ્યુ, 'કવિ છતાયે અમારી સાથે વેપારમા છે તેઓ જ્ઞાની છે, શતાવધાની છે,' કોઈએ સૂચના કરી કે મારે કેટલાક શબ્દો તેમને સભળાવવા ને તેઓ તે શબ્દો ગમે તે ભાષાના હશે તો પણ જે ક્રમમા હુ બોલ્યો હઈશ તે જ ક્રમમા પાછા કહી જશે મને આ સાભળીને આશ્ચર્ય થયુ હુ તો જુવાન નિયો, વિલાયતથી આવેલો, મારા ભાષાજ્ઞાનનો પણ ડોળ, અને વિલાયતનો પવન ત્યારે કઈ ઓછો ન હતો, વિલાયતથી આવ્યા એટલે ઊંચેથી ઉતર્યા મે મારુ બધુ જ્ઞાન ઠાલવ્યું અને જુદી જુદી ભાષાના શબ્દો પ્રથમ તો મે લખી કાઢ્યા—કેમકે મને ક્રમ કયા યાદ રહેવાનો હતો? અને પછી તે શબ્દો હુ વાચી ગયો. તે જ ક્રમમા રાયચદભાઈએ હળવેથી એક પછી એક બધા શબ્દો કહી દીધા હું રાજી થયો, ચકિત થયો અને કવિની સ્મરણશક્તિ વિષે મારો ઊચો અભિપ્રાય બધાયો વિલાયતનો

પવન હળવો પાડવા સારૂ આ અનુભવ સરસ થયો ગણાય

કવિને અંગ્રેજી જ્ઞાન મુદ્દલ ન હતું, તેમની ઉંમર તે વખતે પચીસથી ઉપર ન હતી ગુજરાતી નિશાળમા પણ થોડો જ અભ્યાસ કરેલો છતા આટલી સ્મરણશક્તિ, આટલું જ્ઞાન અને આટલુ તેમની આસપાસનાઓ તરફથી માન. આથી હુ મોહાયો સ્મરણશક્તિ નિશાળમા નથી વેચાતી. જ્ઞાન પણ નિશાળની બહાર જો ઈચ્છા થાય—જિજ્ઞાસા હોય—તો મળે અને માન પામવાને સારૂ વિલાયત કે ક્યાયે જવુ નથી પડતું, પણ ગુણને માન જોઈએ તો મળી રહે છે, એ પદાર્થપાઠ મને મુંબઈ ઉતરતા જ મળ્યો

કવિની સાથેનો આ પરિચય બહુ આગળ ચાલ્યો સ્મરણશક્તિ ઘણાની તીવ્ર હોય, તેથી અંજાવાની કશી જરૂર નથી શાસ્ત્રજ્ઞાન પણ ઘણાને જોવામા આવે છે પણ જો તે સસ્કારી ન હોય તો તેમની પાસેથી ફુટી બદામ પણ નથી મળતી. સસ્કાર સારા હોય ત્યા જ સ્મરણશક્તિ અને શાસ્ત્રજ્ઞાનનો મેળાપ શોભે અને જગતને શોભાવે કવિ સસ્કારી જ્ઞાની હતા

૩

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે
    ક્યારે થઈશુ બાહ્યાન્તર નિર્ગ્રંથ જો,
સર્વ સબધનું બધન તીક્ષ્ણ છેદીને
    વિચરિશુ કવ મહત્પુરુષને પથ જો?
સર્વ ભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી
    માત્ર દેહ તે સયમ હેતુ હોય જો,

અન્ય કારણે અન્ય કહ્યું કંપે નહિ,
દેહે પણ કિંચિત્ મૂર્છા નવ હોય જો—અપૂર્વ૦

રાયચંદભાઈના ૧૮ વર્ષની ઉમરે નીકળેલા અપૂર્વ ઉદ્ગારની આ પહેલી બે કડીઓ છે

જે વૈરાગ્ય એ કડીઓમા ઝળહળી રહ્યો છે તે મેં તેમના બે વર્ષના ગાઢ પરિચયમા ક્ષણે ક્ષણે તેમનામા જોયેલો તેમના લખાણોની એક અસાધારણતા એ છે કે પોતે જે અનુભવ્યું તે જ લખ્યું છે તેમા ક્યાયે કૃત્રિમતા નથી બીજાની ઉપર છાપ પાડવા માટે એક લીટી સરખી પણ લખી હોય એમ મે નથી જોયું તેમની પાસે હમેશા કંઈક ધર્મપુસ્તક અને એક કોરી ચોપડી પડેલા જ હોય એ ચોપડીમા પોતાના મનમા જે વિચાર આવે તે લખી નાખે કોઈ વેળા ગદ્ય ને કોઈ વેળા પદ્ય એવી રીતે જ 'અપૂર્વ અવસર' પણ લખાયેલું હોવું જોઈએ,

ખાતા, બેસતા, સૂતા, પ્રત્યેક ક્રિયા કરતા તેમનામા વૈરાગ્ય તો હોય જ કોઈ વખત આ જગતના કોઈ પણ વૈભવને વિષે તેમને મોહ થયો હોય એમ મે નથી જોયું

તેમની રહેણીકરણી હું આદરપૂર્વક પણ ઝીણવટથી તપાસતો ભોજનમા જે મળે તેથી સતુષ્ટ રહેતા પહેરવેશ સાદો પહેરણ, અગરખુ, ખેસ, ગરભસૂતરો ફેંટો ને ધોતી એ કંઈ બહુ સાફ કે ઇસ્ત્રીબંધ રહેતા એમ મને સ્મરણ નથી ભોંયે બેસવું ખુરસીએ બેસવું બન્ને સરખા હતા, સામાન્ય રીતે પોતાની દુકાનમાં ગાદીએ બેસતા

તેમની ચાલ ધીમી હતી, અને જોનાર સમજી શકે કે

ચાલતા પણ પોતે વિચારમા ગ્રસ્ત છે આખમા ચમત્કાર હતો અત્યત તેજસ્વી, વિહ્વળતા જરાયે ન હતી આખમા એકાગ્રતા લખેલી હતી ચહેરો ગોળાકાર, હોઠ પાતળા, નાક અણીદાર પણ નહિ ચપટુ પણ નહિ, શરીર એકવડુ, કદ મધ્યમ, વર્ણ શ્યામ, દેખાવ શાત મૂર્તિનો હતો તેમના કઠમા એટલુ બધુ માધુર્ય હતું કે તેમને સાભળતા માણસ થાકે નહિ ચહેરો હસમુખો ને પ્રફુલ્લિત હતો તેની ઉપર અતરાનદની છાયા હતી ભાષા એટલી પરિપૂર્ણ હતી કે તેમને પોતાના વિચારો બતાવતા કોઈ દિવસ શબ્દ ગોતવો પડયો છે એમ મને યાદ નથી કાગળ લખવા બેસે ત્યારે ભાગ્યે જ શબ્દ બદલતા મે એમને જોયા હશે, છતા વાચનારને એમ નહિ લાગે કે કયાયે વિચાર અપૂર્ણ છે કે વાકયરચના તૂટેલી છે, અથવા શબ્દની પસદગીમા ખોડ છે

આ વર્ણન સયમીને વિષે સભવે બાહ્યાડબરથી મનુષ્ય વીતરાગી નથી થઈ શકતો વીતરાગતા એ આત્માની પ્રસાદી છે અનેક જન્મના પ્રયત્ને મળી શકે છે એમ હરકોઈ માણસ અનુભવી શકે છે રાગોને કાઢવાનો પ્રયત્ન કરનાર જાણે છે કે રાગરહિત થવું કેટલુ કઠિન છે એ રાગરહિત દશા કવિને સ્વાભાવિક હતી એમ મારી ઉપર છાપ પડી હતી

મોક્ષનું પ્રથમ પગથિયું વીતરાગતા છે જ્યા સુધી જગતની એક પણ વસ્તુમા મન ખૂચેલુ છે ત્યા સુધી મોક્ષની વાત કેમ ગમે? અથવા ગમે તો તે કેવળ કાનને જ— એટલે જેમ આપણને અર્થ જાણ્યા સમજ્યા વિના કોઈ સગીતનો કેવળ સૂર જ ગમી જાય તેમ. એવી માત્ર કર્ણપ્રિય

ગમ્મતમાથી મોક્ષને અનુસરનારૂ વર્તન આવતાં તો ઘણો કાળ વહી જાય આતર વૈરાગ્ય વિના મોક્ષની લગની ન થાય એવી વૈરાગ્યલગની કવિની હતી

૪

'વણિક તેહનુ નામ, જેહ જાૂઠું નવ બોલે,
વણિક તેહનુ નામ, તોલ ઓછુ નવ તોલે
વણિક તેહનુ નામ બાપે બોલ્યુ તે પાળે
વણિક તેહનુ નામ વ્યાજ સહિત ધન વાળે
વિવેક તોલ એ વણિકનુ સુલતાન તોલ એ શાખ છે,
વેપાર ચૂકે જો વાણિયો, દુખ દાવાનળ થાય છે'

—શામળભટ્ટ

સામાન્ય માન્યતા એવી હોય છે કે વ્યવહાર કે વેપાર અને પરમાર્થ અથવા ધર્મ એ બે નોખી ને વિરોધી વસ્તુ છે, વેપારમા ધર્મ દાખલ કરવો એ ગાડપણ છે એમ કરવા જતા બન્ને બગડે આ માન્યતા જો ખોટી ન હોય તો આપણે કપાળે કેવળ નિરાશા જ લખેલી હોય એવી એક પણ વસ્તુ નથી, એવો એક પણ વ્યવહાર નથી કે જેમાથી આપણે ધર્મને દૂર રાખી શકીએ

ધાર્મિક મનુષ્યનો ધર્મ તેના પ્રત્યેક કાર્યમા જણાવો જ જોઈએ એમ રાયચદભાઈએ પોતાના જીવનમા બતાવી આપ્યું હતુ ધર્મ કઈ એકાદશીને દહાડે જ, પજુસણમા જ, ઈદને દહાડે કે રવિવારે જ પાળવાનો, અથવા તો મદિરોમા, દેરાઓમા હેવળોમા ને મસ્જીદોમા જ પાળવાનો, પણ દુકાનમા કે દરબારમા નહિ, એવો કોઈ નિયમ નથી,

એટલુ જ નહિ પણ એમ કહેવું એ ધર્મને ન ઓળખવા બરાબર છે એમ રાયચંદભાઇ કહેતા, માનતા, ને પોતાનાં આચારમા બતાવી આપતા

તેમનો વેપાર હીરામોતીનો હતો. શ્રી રેવાશકર જગજીવન ઝવેરીની સાથે ભાગીદાર હતા સાથે કાપડની દુકાન પણ ચલાવતા. પોતાના વ્યવહારમા સંપૂર્ણ રીતે પ્રામાણિકપણુ જાળવતા એવી મારી ઉપર તેમણે છાપ પાડી હતી તેઓ સોદા કરતા તે વખતે હું કોઈ વાર અનાયાસે હાજર રહેતો. તેમની વાત સ્પષ્ટ અને એક જ હતી. 'ચાલાકી' જેવું હું કંઈ જોતો નહિ, સામેનાની ચાલાકી પોતે તરત કળી જતા. તે તેમને અસહ્ય લાગતી એવે વખતે તેમની બન્ને ભ્રૂકુટી પણ ચડતી, ને આંખોમા લાલાશ હુ જોઈ શકતો હતો

ધર્મકુશળ એ વ્યવહારકુશળ ન હોય એ વહેમ રાયચંદભાઈએ ખોટો સિદ્ધ કરી બતાવ્યો હતો પોતાના વેપારમા પૂરી કાળજી ને હોશિયારી બતાવતા હીરામોતીની પરીક્ષા ઘણી ઝીણવટથી કરી શકતા જો કે અંગ્રેજી જ્ઞાન તેમને નહોતું છતા પારિસ વગેરેના તેમના આડતિયા તરફથી આવેલા કાગળો, તારોના મર્મો તરત સમજી જતા, ને તેઓની કળા વર્તતાં વાર ન લાગતી તેમણે કરેલા તર્કો ઘણે ભાગે સાચા પડતા

આટલી કાળજી ને હોશિયારી છતા વેપારની તાલાવેલી કે ચિંતા ન રાખતા દુકાનમાં બેઠા પણ જ્યારે પોતાનું કામ પૂરુ થઈ રહે એટલે ધર્મપુસ્તક તો પાસે પડ્યું જ

હોય તે ઉઘડે અવવા પેલી પોથી કે જેમા પોતાના ઉદ્ગારો લખતા તે ઉઘડે મારા જેવા જિજ્ઞાસુ તેમની પાસે રોજ આવ્યા જ હોય તેમની સાથે ધર્મચર્ચા કરતા આચકો ન ખાય વેપારને ટાણે વેપાર ધર્મને ટાણે ધર્મ, અથવા એક જ વખતે એક જ કામ એ સામાન્ય અને સુદર નિયમનુ કવિ પાલન ન કરતા પોતે શતાવધાની હોઇ તેનુ પાલન ન કરે તે ચાલે બીજાઓ તેમનો વાદ કરવા જાય તો બે ઘોડે ચડનાર જેમ પડે તેમ પડે જ સપૂર્ણ રીતે ધાર્મિક ને વીતરાગી પુરુષ પણ જે ક્રિયા જે કાળે કરતો હોય તેમા જ તે લીન થાય એ યોગ્ય છે એટલુ જ નહિ પણ તેને તો એ જ શોભે એ તેના યોગની નિશાની છે એમા ધર્મ છે વેપાર અથવા એવી કોઈ પણ ક્રિયા જે કર્તવ્ય હોય તો તેમા પણ પૂરી એકાગ્રતા હોવી જ જોઇએ અતરમા આત્મચિતવન તે તો મુમુક્ષુને તેના શ્વાસની પેઠે ચાલવુ જ જોઇએ, તેથી એક ક્ષણભર પણ તે વચિત ન રહે પણ આત્માને ચિતવતો છતો જે બાહ્ય કાર્ય કરતો હોય તેમાય તે તન્મય રહે જ

આમ કવિ નહોતા કરતા એમ હુ કહેવા નથી ઇચ્છતો ઉપર જ મે કહ્યુ છે કે પોતે તેમના વેપારમા પૂરી કાળજી રાખતા. એમ છતા મારી ઉપર એવી છાપ પડી છે ખરી કે કવિએ પોતાના શરીરની પાસેથી જોઈએ તે કરતાં વધારે કામ લીધુ એ યોગની અપૂર્ણતા તો ન હોય? કર્તવ્ય કરત શરીર પણ જવા દેવુ જોઈએ એ નીતિ છે પણ શકિત ઉપરવટ કઈ વહોરી લઈ તેને કર્તવ્ય માનવુ

એ રાગ છે એવો અતિ સૂક્ષ્મ રાગ કવિને હશે એમ મને લાગ્યા કર્યું છે

ઘણી વખત પરમાર્થ દૃષ્ટિએ માણુસ શક્તિ ઉપરાત કામ લે છે ને પછી એને પહોચી વળતા તણાવુ પડે છે એને આપણે ગુણ માનીએ છીએ ને તેની પ્રશસા કરીએ છીએ પણ પરમાર્થ એટલે ધર્મદૃષ્ટિએ જોતા એમ ઉપાડેલા કામમા સૂક્ષ્મ મૂર્છા હોવાનો બહુ સભવ છે

જો આપણે આ જગતમા કેવળ નિમિત્તમાત્ર જ હોઈએ, આ શરીર આપણને ભાડે મળ્યું છે તે આપણે તે વાટે તુરત મોક્ષ સાધવો એ જ પરમ કર્તવ્ય હોય, તો એ માર્ગમા જે વિઘ્નકર્તા હોય તેનો ત્યાગ અવશ્ય કરવો જ જોઈએ એ જ પારમાર્થિક દૃષ્ટિ, બીજી નહિ

જે દલીલો હુ ઉપર કરી ગયો છુ તે પણ બીજે રૂપે ને પોતાની જ ચમત્કારી ભાષામા રાયચદભાઈ મને સમજાવી ગયા હતા એમ છતા તેમણે કેટલીક ઉપાધિઓ એવી કેવી વહોરી કે પરિણામે તેમને સખત માદગી ભોગવવી પડી

જો રાયચદભાઈને પણ પરોપકાર નિમિત્ત મોહે ક્ષણુવાર ઘેરી લીધા એ મારી માન્યતા ખરી હોય તો 'प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति' એ શ્લોકાર્ધ અહી બરાબર બધ બેસે છે, ને તેનો અર્થ એટલો જ છે ઇચ્છાપૂર્વક વર્તવાને સારુ ઉપરના કૃષ્ણુવચનનો ઉપયોગ કોઈ કરતા જણાય છે તે તો કેવળ દુરુપયોગ છે રાયચદભાઈની પ્રકૃતિ તેમને બળાત્કારે ઊડા પાણીમા લઈ ગઈ

કાયને દોષરૂપે પણ લગભગ સંપૂર્ણ આત્માને વિષે જ કલ્પી શકાય આપણે સામાન્ય માણસો તો પરોપકારી કાર્યં પાછળ ગાંડા બનીએ ત્યારે જ તેને કદાચ પહોચી વળીએ આ વિષયને એટલેથી જ સમાપ્ત કરીએ

એવી પણ માન્યતા જોવામા આવે છે કે ધાર્મિક માણસો તો એવા ભોળા હોય કે તેને બધા ઊતરે. તેને દુનિયાની બાબતોની કશી ખબર ન પડે આ બરોબર હોય તો કૃષ્ણચંદ્ર અને રામચંદ્ર બે અવતારો તે કેવળ સંસારી મનુષ્યોમા ગણાવા જોઈએ કવિ કહેતા કે જેને શુદ્ધ જ્ઞાન છે તેને છેતરવો અશક્ય હોવું જોઈએ માણસ ધાર્મિક એટલે નીતિમાન હોય છતા તે જ્ઞાની ન હોય પણ મોક્ષને સારૂ નીતિ અને અનુભવજ્ઞાનનો સુસંગમ જોઈએ. જેને અનુભવજ્ઞાન થયું છે તેની પાસે પાખંડ નભી જ ન શકે સત્યની સમીપમા અસત્ય ન નભી શકે અહિંસાના સાન્નિધ્યમા હિંસા બંધ થાય સરળતા જ્યા પ્રકાશે છે ત્યા છળરૂપી અંધકાર નાશ પામે છે જ્ઞાનવાન અને ધર્મવાન, કપટીને જુએ કે તરત તેને ઓળખે અને તેનું હૃદય દયાથી ભીનું થઇ જાય જેણે આત્માને પ્રત્યક્ષ જોયો છે તે બીજાને ઓળખ્યા વિના કેમ રહે ? કવિના સંબંધમા આ નિયમ હમેશા ખરો પડતો એમ હુ નથી કહી શકતો કોઈ કોઈ ધર્મને નામે તેમને છેતરી જતા. એવા દાખલા નિયમની અપૂર્ણતા નથી સિદ્ધ કરી શકતા, પણ સંપૂર્ણ શુદ્ધ જ્ઞાન કેવું દુર્લભ છે એ સૂચવે છે

આમ અપવાદો છતા વ્યવહારકુશળતા અને ધર્મપરા

યજ્ઞુનો સુંદર મેળ જેટલો મે કવિને વિષે જોયો એટલો બીજામા નથી અનુભવ્યો.

૫

રાયચંદભાઈના ધર્મનો વિચાર આપણે કરીએ તેના પહેલાં ધર્મનુ સ્વરૂપ જે તેમણે આલેખ્યું હતુ તે જોઈ જવું અગત્યનું છે

ધર્મ એટલે અમુક મતમનાતર નહિ ધર્મ એટલે શાસ્ત્રોને નામે ઓળખાતા પુસ્તકોને વાચી જવા કે ગોખી જવા અથવા તેમા કહેલું બધું માનવું જ એ પણ નહિ

ધર્મ એ આત્માનો ગુણ છે અને માનવજાતિને વિષે દશ્ય કે અદશ્ય રૂપે રહેલો છે ધર્મ વડે આપણે મનુષ્યજીવનનું કર્તવ્ય જાણી શકીએ છીએ ધર્મ વડે આપણે બીજા જીવો પ્રત્યેનો આપણો ખરો સબધ ઓળખી શકીએ આ બધું જ્યા સુધી આપણે પોતાને ન ઓળખીએ ત્યા સુધી ન જ બની શકે એ તો દેખીતું છે તેથી ધર્મ એટલે જે વડે આપણે પોતાને ઓળખી શકીએ તે સાધન

આ સાધન આપણે જ્યાથી મળે ત્યાથી લઈએ પછી તે ભારતવર્ષમા મળો કે યુરોપથી આવો કે અરબસ્તાનથી. આ સાધનોનુ સામાન્ય સ્વરૂપ બધા ધર્મશાસ્ત્રોમા એક જ છે એમ જેણે જુદા જુદા શાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે તે કહી શકશે. અસત્ય બોલવુ કે આચરવું એમ કોઈ શાસ્ત્ર નથી કહેતું હિસા કરવી એમ પણ કોઈ શાસ્ત્ર નથી કહેતું સર્વ શાસ્ત્રોનું દોહન કરતા શકરાચાર્યે 'ब्रह्म सत्यं जगन्मिथ्या' કહ્યું કુરાને શરીફે તેને બીજી રીતે ઇશ્વર એક છે ને તે

જ છે, તેના વિના બીજુ કશુ નથી એમ કહ્યુ બાઈબલે કહ્યુ, હુ ને મારો પિતા એક જ છીએ એ બાધા એક જ વસ્તુનાં રૂપાતર છે પણ આ એક જ સત્યને ખીલવવામા અપૂર્ણ મનુષ્યોએ પોતાના જુદા જુદા દૃષ્ટિબિંદુ વાપરી આપણો સારૂ મોહજાળ રચી છે તેમાથી આપણે નીકળવું રહ્યુ કે આપણે અપૂર્ણ તે આપણાથી ઓછા અપૂર્ણની મદદ લઈ આગળ જઈએ છીએ અને છેવટે કેમ જાણે અમુક હદ લગી જતા આગળ રસ્તો જ નથી એમ માનીએ બીએ હકીકતમા એવુ કાઈ જ નથી અમુક હદ પછી શાસ્ત્રો મદદ નથી કરતા, અનુભવ મદદ કરે છે તેથી રાયચદભાઈ એ ગાયું છે

> જે પદ શ્રીસર્વજ્ઞે દીઠુ જ્ઞાનમાં,
> કહી શક્યા નહિ તે પદ શ્રી ભગવત જો,
> એહ પરમ પદ પ્રાપ્તિનું કર્યું ધ્યાન મે,
> ગજા વગર પણ હાલ મનોરથ રૂપ જો—

એટલે છેવટે તો આત્માને મોક્ષ દેનાર આત્મા જ છે

આ શુદ્ધ સત્યનું નિરૂપણ રાયચદભાઈએ ઘણી રીતે પોતાના લખાણોમાં કર્યું છે રાયચદભાઈએ ઘણા ધર્મપુસ્તકોનો સરસ અભ્યાસ કર્યો હતો તેમને સસ્કૃત અને માગધી ભાષા સમજતા જરાયે મુશ્કેલી નહોતી આવતી વેદાતનો અભ્યાસ તેમણે કરેલો, તેમજ ભાગવતનો અને ગીતાજીનો જૈન પુસ્તકો તો જેટલા તેમને હાથ આવતા તે વાચી જતા તેમની તે ગ્રહણ કરવાની શક્તિ અગાધ હતી એક વખતનુ વાચન તે તે પુસ્તકોનું રહસ્ય જાણી લેવાને સારૂ તેમને પૂરતું હતું

કુરાન, ઝંદ અવસ્તા ઈત્યાદિનુ વાચન પણ અનુવાદો મારફતે તેમણે કરી લીધુ હતુ

તેમનો પક્ષપાત જૈન દર્શન તરફ હતો એમ તેઓ મને કહેતા તેમની માન્યતા હતી કે જિનાગમમા આત્મજ્ઞાનની પરાકાષ્ઠા છે આ તેમનો અભિપ્રાય મારે આપી જવો આવશ્યક છે તેને વિષે હુ મત આપવા મને તદ્દન અનધિકારી ગણુ છું

પણ રાયચદભાઈને બીજા ધર્મ પ્રત્યે અનાદર નહોતો વેદાત પ્રત્યે પક્ષપાત પણ હતો વેદાતીને તો કવિ વેદાતી જ જણાય મારી સાથે ચર્ચા કરતા મને કોઈ દિવસે તેમણે એવું તો કહ્યુ જ નહિ કે મારે મોક્ષ મેળવવા મારૂ અમુક ધર્મને અવલબવો જોઈએ મારો આચાર વિચારવાનુ જ તેમણે મને કહ્યુ પુસ્તકો કયા વાચવા એ પ્રશ્ન ઉઠતા મારૂ વલણ ને મારા બચપણના સસ્કાર વિચારી તેમણે મને ગીતાજી વાચતો તેમા ઉત્તેજન આપેલુ, અને બીજા પુસ્તકોમા પચીકરણ, મણિરત્નમાલા, યોગવાસિષ્ઠનુ વૈરાગ્યપ્રકરણ, કાવ્યદોહન પહેલો ભાગ, અને પોતાની 'મોક્ષમાળા' વાચવાનુ સૂચવ્યુ હતુ

રાયચદભાઈ ઘણી વેળા કહેતા કે જુદા જુદા ધર્મ એ તો વાડાઓ છે તેમા મનુષ્ય પુરાઈ જાય છે જેણે મોક્ષ મેળવવો એ જ પુરૂષાર્થ માન્યો છે તેને કોઈ ધર્મનુ તિલક પોતાને કપાળે લગાડવાની આવશ્યકતા નથી

સૂતર આવે ત્યમ તું રહે
જ્યમ ત્યમ કરીને હરિને લહે

એ જેમ અખાનુ તેમ રાયચદભાઇનું પણ સૂત્ર હતું ધર્મના ઝઘડાથી તેમને હમેશા કટાળો આવતો. તેમા ભાગ્યે જ પડતા બધા ધર્મોની ખૂબીઓ પૂરી જોઇ જતા ને તે તે ધર્મીની પાસે મૂકતા, દક્ષિણ આફ્રિકાના મારા પત્રવ્યવહારમા પણ મે તેમની પાસેથી એ જ વસ્તુ મેળવી હતી

હું પોતે એમ માનનારો છુ કે સર્વ ધર્મ તે તે ભક્તોની દૃષ્ટિએ સપૂર્ણ જ છે ને સર્વ ધર્મ અન્યની દૃષ્ટિએ અપૂર્ણ છે સ્વતત્ર રીતે વિચારતા સર્વ ધર્મ પૂર્ણાપૂર્ણ છે અમુક હદ પછી બધા શાસ્ત્રો બધન રૂપે લાગે છે પણ એ તો ગુણાતીતની સ્થિતિ થઈ રાયચદભાઈની દૃષ્ટિએ તો કોઇને પોતાનો ધર્મ છોડવાની આવશ્યકતા નથી, સહુ પોતાના ધર્મમા રહી પોતાની સ્વતત્રતા એટલે મોક્ષ મેળવી શકે છે કેમકે મોક્ષ મેળવવો એટલે સર્વાશે રાગદ્વેષ રહિત થવુ

---

## પરમપદપ્રાપ્તિની ભાવના

### (અંતર્ગત)

### ગુણશ્રેણીસ્વરૂપ

॥ ૐ ॥

૧ અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?
ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો?
સર્વ સંબંધનું બંધન તીક્ષ્ણ છેદીને,
વિચરશું કવ મહત્પુરુષને પંથ જો? અપૂર્વ૦

૨ સર્વ ભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી,
માત્ર દેહ તે સંયમહેતુ હોય જો,
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહી,
દેહે પણ કિંચિત્ મૂર્છા નવ જોય જો અપૂર્વ૦

૩ દર્શનમોહ વ્યતીત થઈ ઉપજ્યો બોધ જે,
દેહ ભિન્ન કેવળ ચૈતન્યનું જ્ઞાન જો,
તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકિયે,
વર્તે એવું શુદ્ધસ્વરૂપનું ધ્યાન જો અપૂર્વ૦

૪ આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની,
મુખ્યપણે તો વર્તે દેહપર્યંત જો,
ઘોર પરિષહ કે ઉપસર્ગભયે કરી,
આવી શકે નહી તે સ્થિરતાનો અંત જો અપૂર્વ૦

५ સંયમના હેતુથી યોગપ્રવર્તના,
સ્વરૂપલક્ષ જિનઆજ્ઞા આધીન જો,
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં,
અંતે થાયે નિજસ્વરૂપમા લીન જો અપૂર્વ૦

૬ પંચ વિષયમા રાગદ્વેષ વિરહિતતા,
પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો,
દ્રવ્ય ક્ષેત્ર ને કાળ ભાવ પ્રતિબંધવણ,
વિચરવું ઉદયાધીન પણ વીત લોભ જો અપૂર્વ૦

૭ ક્રોધપ્રત્યે તો વર્તે ક્રોધસ્વભાવતા,
માનપ્રત્યે તો દીનપણાનુ માન જો,
માયાપ્રત્યે માયા સાક્ષી ભાવની,
લોભપ્રત્યે નહી લોભ સમાન જો અપૂર્વ૦

૮ બહુ ઉપસર્ગકર્ત્તા પ્રત્યે પણ ક્રોધ નહી,
વંદે ચક્રિ તથાપિ ન મળે માન જો
દેહ જાય પણ માયા થાય ન રોમમા,
લોભ નહી છો પ્રબળ સિદ્ધિ નિદાન જો અપૂર્વ૦

૯ નગ્નભાવ, મુંડભાવ સહ અસ્નાનતા,
અદંતધોવન આદિ પરમ પ્રસિદ્ધ જો,
કેશ, રોમ, નખ ,
દ્રવ્યભા અપૂર્વ૦

૧૦ શત્રુ

૧૧ એકાકી વિચરતો વળી સ્મશાનમા,
વળી પર્વતમાં વાઘ સિંહ સંયોગ જો,
અડોલ આસન, ને મનમા નહી ક્ષોભતા,
પરમ મિત્રનો જાણે પામ્યા યોગ જો અપૂર્વ૦

૧૨ ઘોર તપશ્ચર્યામા પણ મનને તાપ નહીં,
સરસ અન્ને નહી મનને પ્રસન્ન ભાવ જો,
રજકણ કે રિદ્ધિ વૈમાનિક દેવની,
સર્વે માન્યા પુદ્ગળ એક સ્વભાવ જો. અપૂર્વ૦

૧૩ એમ પરાજય કરીને ચારિતમોહનો,
આવુ ત્યા જ્યા કરણ અપૂર્વ ભાવ જો,
શ્રેણી ક્ષપકતણી કરીને આરૂઢતા,
અનન્ય ચિંતન અતિશય, શુદ્ધસ્વભાવ જો અપૂર્વ૦

૧૪ મોહ સ્વયભૂરમણ સમુદ્ર તરી કરી,
સ્થિતિ ત્યા જ્યા ક્ષીણમોહ ગુણસ્થાન જો,
અંત સમય ત્યા પૂર્ણ સ્વરૂપ વીતરાગ થઈ,
પ્રગટાવું નિજ કેવળજ્ઞાનનિધાન જો અપૂર્વ૦

૧૫ ચાર કર્મ ઘનઘાતી તે વ્યવચ્છેદ જ્યા,
ભવના બીજતણો આત્યંતિક નાશ જો,
સર્વભાવ જ્ઞાતા દ્રષ્ટા સહ શુદ્ધતા,
કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો અપૂર્વ૦

૧૬ વેદનીયાદિ ચાર કર્મ વર્તે જહા,
વળી સીંદરીવત્ આકૃતિ માત્ર જો,
તે દેહાયુષ આધીન જેની સ્થિતિ છે,
આયુષ પૂર્ણે, મટિયે દૈહિક પાત્ર જો. અપૂર્વ૦

૫ સંજમના હેતુથી યોગપ્રવર્તના,
સ્વરૂપલક્ષે જિનઆજ્ઞા આધીન જો;
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં,
અંતે થાયે નિજસ્વરૂપમાં લીન જો. અપૂર્વ૦

૬ પંચ વિષયમાં રાગદ્વેષ વિરહિતતા,
પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો,
દ્રવ્ય ક્ષેત્ર ને કાળ ભાવ પ્રતિબંધવણ,
વિચરવું ઉદયાધીન પણ વીતલોભ જો. અપૂર્વ૦

૭ ક્રોધપ્રત્યે તો વર્તે ક્રોધસ્વભાવતા,
માનપ્રત્યે તો દીનપણાનું માન જો;
માયાપ્રત્યે માયા સાક્ષી ભાવની,
લોભપ્રત્યે નહીં લોભ સમાન જો. અપૂર્વ૦

૮ બહુ ઉપસર્ગકર્તા પ્રત્યે પણ ક્રોધ નહીં,
વંદે ચક્રિ તથાપિ ન મળે માન જો
દેહ જાય પણ માયા થાય ન રોમમાં,
લોભ નહીં છો પ્રબળ સિદ્ધિ નિદાન જો. અપૂર્વ૦

૯ નગ્નભાવ, મુંડભાવ સહ અસ્નાનતા,
અદંતધોવન આદિ પરમ પ્રસિદ્ધ જો,
કેશ, રોમ, નખ કે અંગે શૃંગાર નહીં,
દ્રવ્યભાવ સંયમમય નિર્ગ્રંથ સિદ્ધ જો. અપૂર્વ૦

૧૦ શત્રુ મિત્રપ્રત્યે વર્તે સમદર્શિતા,
માન અમાને વર્તે તે જ સ્વભાવ જો,
જીવિત, કે મરણે નહીં ન્યૂનાધિકતા,
ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો. અપૂર્વ૦

# મોક્ષમાળા (બાલાવબોધ) અનુક્રમણિકા

૧૭, મન, વચન, કાયાને કર્મની વર્ગણા,
છૂટે જહાં સકળ પુદ્ગલ સંબંધ જો;
એવું અયોગિ ગુણસ્થાનક ત્યાં વર્તતું,
મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો અપૂર્વ૦

૧૮ એક પરમાણુમાત્રની મળે ન સ્પર્શના,
પૂર્ણ કલંકરહિત અડોલસ્વરૂપ જો,
શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્તિ અનન્યમય,
અગુરુલઘુ, અમૂર્ત સહજપદરૂપ જો અપૂર્વ૦

૧૯ પૂર્વ પ્રયોગાદિ કારણના યોગથી,
ઊર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો,
સાદિ અનંત અનંત સમાધિ-સુખમાં
અનંત દર્શન, જ્ઞાન અનંત સહિત જો અપૂર્વ૦

૨૦ જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શક્યા નહીં પણ તે શ્રીભગવાન જો,
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે ?
અનુભવગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો અપૂર્વ૦

૨૧ એહ પરમપદપ્રાપ્તિનું કર્યું ધ્યાન મેં,
ગજાવગર ને હાલ મનોરથરૂપ જો,
તોપણ નિશ્ચય રાજચંદ્ર મનને રહ્યો
પ્રભુ આજ્ઞાએ થાશું તે જ સ્વરૂપ જો અપૂર્વ૦

---

# મોક્ષમાળા (બાલાવબોધ) અનુક્રમણિકા

---

# ભાવનાબોધ*

## દ્વાદશાનુપ્રેક્ષાસ્વરૂપદર્શન

### ખરું સુખ શામાં છે?

ગમે તેવા તુચ્છ વિષયમાં પ્રવેશ છતાં ઉજ્જ્વળ આત્માઓનો સ્વતઃ વેગ વૈરાગ્યમાં ઝંપલાવવું એ છે. બાહ્ય દૃષ્ટિથી જ્યાં સુધી ઉજ્જ્વળ આત્માઓ સંસારના માયિક પ્રપંચમાં દર્શન દે છે ત્યાંસુધી તે કથનની સિદ્ધતા ક્વચિત્ દુર્લભ છે; તોપણ સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરતાં એ કથનનું પ્રમાણ કેવળ સુલભ છે, એ નિઃસંશય છે.

---

*સામાન્યતત્ત્વ દર્શાવવા માટે દ્વાદશાનુપ્રેક્ષાસ્વરૂપદર્શક 'ભાવનાબોધ' નામના પુસ્તકની યોજના શ્રીમદે ૧૬ વર્ષની વયે કરેલી જે તે સમયની વૈરાગ્યધારા અને આત્મજાગૃતિનો કંઈક આભાસ આપે છે.—સંયોજક મ. ર.

અમે આ 'ભાવનાબોધ'નો વિષય પ્રથમાવૃત્તિ પ્રમાણે મુદ્રિત કરાવીશું. આવૃત્તિ ચોથી—બાળબોધ લિપિની આવૃત્તિ બીજી—જે ભાઈ મનસુખલાલ કીરતચંદ મહેતાએ સંશોધિત કરી છે તેમાં તેમણે કેટલેક ઠેકાણે ભાષા શૈલીમાં ફેરફાર કર્યો છે, જો કે તેમ કરતાં મૂળ આશય કાયમ રાખ્યા છે. આ ફેરફાર શ્રીમદની ૧૬ વર્ષની વયના ક્ષયોપશમ અને ભાષા સૂચવવા અર્થે અમે આ આવૃત્તિમાં આપ્યો નથી.

'મોક્ષમાળા'ની બીજી આવૃત્તિ જે શ્રીમદના અસ્વાસ્થ્ય સમયે છપાતી હતી તે તેમની (શ્રીમદની) દૃષ્ટિ તળે તે વખતે નીકળી ગયેલ, અને તેમાં જે સુધારો વધારો તેમણે કરાવેલ તે અમે નીચે ટિપ્પણમાં દ્વિ૦ આ૦ પાઠ૦ (દ્વિતીય આવૃત્તિ પાઠ ૩૨) તરીકે આપીશું—સંયોજક હે રા.

એક નાનામાં નાના જન્તુથી કરીને એક મદોન્મત્ત હાથી સુધીનાં સઘળા પ્રાણીઓ, માનવીઓ અને દેવ દાનવીઓ એ સઘળાની સ્વાભાવિક ઈચ્છા સુખ અને આનંદ પ્રાપ્ત કરવામાં છે, એથી કરીને તેઓ તેના ઉદ્યોગમાં ગુંથાયાં રહે છે, પરંતુ વિવેકબુદ્ધિના ઉદય વિના તેમાં તેઓ વિભ્રમ પામે છે તેઓ સંસારમાં નાનાપ્રકારનાં સુખનો આરોપ કરે છે અતિ અવલોકનથી એમ સિદ્ધ છે કે તે આરોપ વૃથા છે એ આરોપને અનારોપ કરવાવાળા વિરલા માનવીઓ વિવેકના પ્રકાશવડે અદ્ભુત પણ અન્ય વિષય પ્રાપ્ત કરવા કહેતાં આવ્યાં છે જે સુખ ભયવાળાં છે તે સુખ તે સુખ નથી પણ દુઃખ છે જે વસ્તુ પ્રાપ્ત કરવામાં મહા તાપ છે જે વસ્તુ ભોગવવામાં એથી પણ વિશેષ તાપ રહ્યા છે તેમજ પરિણામે મહાતાપ, અનંતશોક, અનંતભય છે તે વસ્તુનું સુખ તે માત્ર નામનું સુખ છે વા નથી જ આમ હોવાથી તેની અનુરક્તતા વિવેકીઓ કરતા નથી સંસારના પ્રત્યેક સુખવડે વિરાજિત રાજેશ્વર છતા પણ સત્યતત્ત્વજ્ઞાનની પ્રસાદી પ્રાપ્ત થવાથી તેનો ત્યાગ કરીને યોગમાં પરમાનંદ માની સત્ય મનવીરતાથી અન્ય પામર આત્માઓને ભર્તૃહરિ ઉપદેશે છે કે —

भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद्भयं,
माने दैन्यभयं बले रिपुभयं रूपे तरुण्या भयं
शास्त्रे वादभयं गुणे खलभयं काये कृतान्ताद्भयं,
सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयम्

ભાવાર્થ —ભોગમાં રોગનો ભય છે કુળને પડવાનો ભય છે લક્ષ્મીમાં રાજાનો ભય છે માનમાં દીનતાનો ભય છે બળમાં શત્રુનો ભય છે રૂપથી સ્ત્રીને ભય છે, શાસ્ત્રમાં વાદનો ભય છે, ગુણમાં ખળનો ભય છે અને કાયાપર કાળનો ભય છે એમ સર્વ વસ્તુ ભયવાળી છે, માત્ર એક વૈરાગ્ય જ અભય છે !!!

મહાયોગી ભર્તૃહરિનું આ કથન સૃષ્ટિમાન્ય એટલે સઘળા

ઉજ્જવળ આત્માઓ સેવ માન્ય રાખે તેવુ છે એમાં આખા તત્ત્વ જ્ઞાનનુ દોહન કરવા એમણે સકળ તત્ત્વવેત્તાઓના સિદ્ધાંતરહસ્યરૂપ અને સ્વાનુભવી-સસારશોકનુ તાદશ્ય ચિત્ર આપ્યુ છે એણે જે જે વસ્તુઓપર ભયની છાયા પ્રદર્શ કરી તે તે વસ્તુ સસારમાં મુખ્ય સુખરૂપે મનાઈ છે સસારનુ સર્વોત્તમ સાહિત્ય જે ભોગ તે તો રોગનુ ધામ ઠર્યું, મનુષ્ય ઉચ્ચ કુળથી સુખ માને તેવુ છે ત્યાં પડતીનો ભય દેખાડ્યો સસારચક્રમાં વ્યવહારનો ઠાઠ ચલાવવાને દડરૂપ લક્ષ્મી તે રાજા ઈત્યાદિકના ભયથી ભરેલી છે, કોઈપણ કૃત્ય કરી યશકીર્તિથી માન પામવુ કે માનવુ એવી સસારના પામર જીવોની અભિલાષા છે તો ત્યાં મહા દીનતા ને કગાલ્યતનો ભય છે બળ-પરાક્રમથી પણ એવા જ પ્રકારની ઉત્કૃષ્ટતા પામવી એમ ચહાવુ રહ્યુ છે તો ત્યાં શત્રુનો ભય રહ્યો છે, રૂપ-કાંતિ એ ભોગીને મોહિનીરૂપ છે તો ત્યાં તેને ધારણ કરનારી સ્ત્રીયો નિરતર ભય વાળી જ છે, અનેક પ્રકારે ગુથી કાઢેલી શાસ્ત્રજાળ તેમાં વિવાદનો ભય રહ્યો છે કોઈ પણ સાસારિક સુખનો ગુણ પ્રાપ્ત કરવાથી જે આનદ લેખાય છે, તે ખળ મનુષ્યની નિંદાને લીધે ભયાન્વિત છે જેમાં અનત પ્રિયતા રહી છે એવી કાયા તે એક સમયે કાળરૂપ સિહના મુખમાં પડવાના ભયથી ભરી છે આમ સસારના મનોહર પણ ચપળ સાહિત્યો ભયથી ભર્યાં છે વિવેકથી વિચારતાં જ્યાં ભય છે ત્યાં કેવળ શોક જ છે જ્યાં શોક હોય ત્યાં સુખનો અભાવ છે અને જ્યાં સુખનો અભાવ રહ્યો છે ત્યા તિરસ્કાર કરવો યથોચિત છે

યોગીદ્ર ભર્તૃહરિ એક જ એમ કહી ગયો છે તેમ નથી કાળાનુસાર સૃષ્ટિના નિર્માણસમયથી ભર્તૃહરિથી ઉત્તમ ભર્તૃહરિ સમાન અને ભર્તૃહરિથી કનિષ્ઠ એવા અસખ્ય તત્ત્વજ્ઞાનીઓ થઈ ગયા છે એવો કોઈ કાળ કે આર્યદેશ નથી કે જેમા કેવળ તત્ત્વજ્ઞાનીઓનુ ઉપજવુ થયું નથી એ તત્ત્વવેત્તાઓએ સસારસુખની હરેક સામ-

અને શોકરૂપ ગણાવી છે જો એમના અગાધ વિવેકનુ પરિણામ છે, વ્યાસ, વાલ્મીકિ, શંકર ગૌતમ પાતંજલિ કપિલ અને યુવરાજ શુદ્ધોદને પોતાના પ્રવચનમાં માર્મિક રીતે અને સામાન્ય રીતે જ ઉપદેશ્યુ છે તેનું રહસ્ય નીચેના શબ્દોમાં કઈક આવી જાય છે

' અહો લોકો ! સંસારરૂપી સમુદ્ર અનંત અને અપાર છે એનો પાર પામવા પુરુષાર્થનો ઉપયોગ કરો ! ઉપયોગ કરો ! ! '

એમ ઉપદેશવામા એમનો હેતુ પ્રત્યેક પ્રાણીઓને શોકથી મુક્ત કરવાનો હતો એ સઘળા જ્ઞાનીઓ કરતાં પરમ માન્ય રાખવાયોગ્ય સર્વજ્ઞ મહાવીરના વચન સર્વ સ્થળે એ જ છે કે, સસાર એકાંત અને અનંત શોકરૂપ તેમજ દુખપ્રદ છે અહો ભવ્ય લોકો ! એમાં મધુરી મોહિની ન આણતાં એથી નિવૃત્ત થાઓ ! નિવૃત્ત થાઓ ! !

મહાવીરનો એક સમય માત્ર પણ સંસારનો ઉપદેશ નથી એમના સઘળા પ્રવચનોમા એમણે એ જ પ્રદર્શિત કર્યું છે તેમ તેવુ સ્વાચરણથી સિદ્ધ પણ કરી આપ્યુ છે કંચનવર્ણી કાયા, યશોદા જેવી રાણી અઢળક સામ્રાજ્યલક્ષ્મી અને મહા પ્રતાપી સ્વજન પરિવારનો સમૂહ છતા તેની મોહિનીને ઉતારી દઈ જ્ઞાનદર્શનયોગ પરાયણ થઈ એમણે જે અદ્ભુતતા દર્શાવી છે તે અનુપમ છે એનું એ જ રહસ્ય પ્રકાશ કરતાં પવિત્ર 'ઉત્તરાધ્યયનસૂત્ર'માં આઠમા અધ્યયનની પહેલી ગાથામાં કપિલ કેવળીની સમીપે તત્ત્વાભિલાષીના મુખકમળથી મહાવીર કહેવરાવે છે —

> अधुवे असासयम्मि ससारम्मि दुक्खपउराए
> किं नाम होज्ज तं कम्मयं जेणाहं दुग्गइं न गच्छेज्जा

અધ્રુવ અને અશાશ્વત સસારમાં અનેક પ્રકારનાં દુ ખ છે હુ એવી શુ કરણી કરુ કે જે કરણીથી કરી દુર્ગતિ પ્રતિ ન જાઉ ?' એ ગાથામાં એ ભાવથી પ્રશ્ન થતાં કપિલમુનિ પછી આગળ ઉપદેશ ચલાવે છે —

'અધ્રુવે અશાસયમિ'—આ મહદ્ તત્ત્વજ્ઞાનપ્રસાદીભૂત વચનો પ્રતિમુક્ત યોગીશ્વરના સતત વૈરાગ્યવેગનાં છે અતિ બુદ્ધિશાળીને સંસાર પણ ઉત્તમરૂપે માન્ય રાખે છે છતાં, તે બુદ્ધિશાળીઓ તેનો ત્યાગ કરે છે, એ તત્ત્વજ્ઞાનનો સ્તુતિપાત્ર ચમત્કાર છે એ અતિ મેધાવિયો અંતે પુરુષાર્થની સ્ફુરણા કરી મહાયોગ સાધી આત્માના તિમિરપટને ટાળે છે સંસારને શોકાબ્ધિ કહેવામાં તત્ત્વજ્ઞાનીઓની ભ્રમણા નથી, પરંતુ એ સઘળા તત્ત્વજ્ઞાનીઓ કંઈ તત્ત્વજ્ઞાનચંદ્રની સોળે કળાઓથી પૂર્ણ હોતા નથી આ જ કારણથી સર્વજ્ઞ મહાવીરના વચન તત્ત્વજ્ઞાનને માટે જે પ્રમાણ આપે છે તે મહદ્ભુત, સર્વમાન્ય અને કેવળ મંગળમય છે મહાવીરની તુલ્ય ઋષભદેવ જેવા જે જે સર્વજ્ઞ તીર્થંકરો થયા છે તેમણે નિસ્પૃહતાથી ઉપદેશ આપીને જગતહિતૈષીની પદ્વિ પ્રાપ્ત કરી છે

સંસારમાં એકાંત અને જે અનંત ભરપુર તાપ છે તે તાપ ત્રણ પ્રકારના છે આધિ, વ્યાધિ અને ઉપાધિ એથી મુક્ત થવા માટે પ્રત્યેક તત્ત્વજ્ઞાનીઓ કહેતા આવ્યા છે સંસારત્યાગ, શમ, દમ દયા, શાંતિ ક્ષમા, ધૃતિ અપ્રભુત્વ, ગુરુજનનો વિનય, વિવેક નિસ્પૃહતા, બ્રહ્મચર્ય, સમ્યકત્વ અને જ્ઞાન એનું સેવન કરવું, ક્રોધ, લોભ, માન, માયા અનુરાગ અણરાગ, વિષય, હિંસા, શોક, અજ્ઞાન મિથ્યાત્વ એ સઘળાનો ત્યાગ કરવો આમ સર્વ દર્શનોનો સામાન્ય રીતે સાર છે નીચેના બે ચરણમાં એ સાર સમાવેશ પામી જાય છે

'પ્રભુ ભજો નીતિ સજો, પરઠો પરોપકાર'

ખરે! એ ઉપદેશ સ્તુતિપાત્ર છે એ ઉપદેશ આપવામાં કોઈએ કોઈ પ્રકારની અને કોઈએ કોઈ પ્રકારની વિચક્ષણતા દર્શાવી છે એ સઘળા ઉદ્દેશે તો સમતુલ્ય દૃશ્ય થાય તેવું છે પરંતુ સૂક્ષ્મ ઉપદેશક તરીકે શ્રમણ ભગવત તે સિદ્ધાર્થ રાજાનો પુત્ર પ્રથમ પદ્વીનો ધણી થઈ પડે છે નિવૃત્તિને માટે જે જે વિષયો પૂર્વે

જણાવ્યા તે તે વિષયોનું ખરું સ્વરૂપ સમજીને સર્વાંશે મંગળમયરૂપે બોધવામાં એ રાજપુત્ર વધી ગયો છે એ માટે એને અનંત ધન્યવાદો છાજે છે!

એ સઘળા વિષયોનું અનુકરણ કરવાનું શું પ્રયોજન વા શું પરિણામ? એનો નિવેડો હવે લઈએ સઘળા ઉપદેશો એમ કહેતા આવ્યા છે કે એનું પરિણામ મુક્તિ પ્રાપ્ત કરવી, અને પ્રયોજન દુઃખની નિવૃત્તિ એ જ માટે સર્વ દર્શનમાં સામાન્યરૂપે મુક્તિને અનુપમ શ્રેષ્ઠ કહી છે 'સૂત્રકૃતાંગ' દ્વિતીયાંગના પ્રથમ શ્રુતસ્કંધના છઠ્ઠા અધ્યયનની ચોવીશમી ગાથાના ત્રીજા ચરણમાં કહ્યું છે કે—

'निव्वाणसेट्ठा जह सव्वधम्मा'

બધાય ધર્મમાં મુક્તિને શ્રેષ્ઠ કહી છે

સારાંશ મુક્તિ એટલે સંસારના શોકથી મુક્ત થવું તે પરિણામમાં જ્ઞાનદર્શનાદિક અનુપમ વસ્તુઓ પ્રાપ્ત કરવી જેમાં પરમસુખ અને પરમાનંદનો અખંડ નિવાસ છે, જન્મ મરણની વિટંબનાનો અભાવ છે શોકનો ને દુઃખનો ક્ષય છે એવા એ વિજ્ઞાની વિષયનું વિવેચન અન્ય પ્રસંગે કરીશું

આ પણ વિના વિવાદે માન્ય રાખવું જોઈએ કે, તે અનંત શોક અને અનંત દુઃખની નિવૃત્તિ એના એ જ સાંસારિક વિષયથી નથી રુધિરથી રુધિરનો ડાઘ જતો નથી પણ જળથી તેનો અભાવ છે તેમ શૃંગારથી વા શૃંગારમિશ્રિતધર્મથી સંસારની નિવૃત્તિ નથી એ જ માટે વૈરાગ્યજળનું આવશ્યકપણું નિઃસંશય ઠરે છે અને એ જ માટે વીતરાગનાં વચનમાં અનુરક્ત થવું ઉચિત છે નિદાન એથી વિષયરૂપ વિષનો જન્મ નથી પરિણામે એ જ મુક્તિનું કારણ છે એ વીતરાગ સર્વજ્ઞના વચનને વિવેકબુદ્ધિથી શ્રવણ, મનન ને નિદિધ્યાસન કરી હે માનવી! આત્માને ઉજ્જવળ કર.

## પ્રથમ દર્શન

વૈરાગ્ય બોધિની કેટલીક ભાવનાઓ એમાં ઉપદેશીશું વૈરાગ્યની અને આત્મહિતૈષી વિષયોની સુદ્રઢતા થવા માટે બાર ભાવનાઓ તત્ત્વજ્ઞાનીઓ કહે છે

૧ અનિત્યભાવના — શરીર વૈભવ, લક્ષ્મી કુટુબ પરિવારાદિક સર્વ વિનાશી છે જીવનો મૂળધર્મ અવિનાશી છે, એમ ચિતવવુ તે પહેલી અનિત્યભાવના

૨ અશરણભાવના — સસારમાં મરણ સમયે જીવને શરણ રાખનાર કોઈ નથી માત્ર એક શુભ ધર્મનુ જ શરણ સત્ય છે એમ ચિતવવુ તે બીજી અશરણભાવના

૩ સસારભાવના — આ આત્માએ સસારસમુદ્રમાં પર્યટન કરતાં કરતાં સર્વ ભવ કીધા છે એ સસારી જજીરથી હું ક્યારે છૂટીશ? એ સસાર મારો નથી, હું મોક્ષમયી છું એમ જે ચિતવવુ તે ત્રીજી સસારભાવના

૪ એકત્વભાવના — આ મારો આત્મા એકલો છે, તે એકલો આવ્યો છે એકલો જશે પોતાનાં કરેલાં કર્મ એકલો ભોગવશે અત કરણથી એમ ચિતવવુ તે ચોથી એકત્વભાવના

૫ અન્યત્વભાવના — આ સસારમાં કોઈ કોઈનુ નથી એમ ચિંતવવુ તે પાંચમી અન્યત્વભાવના

૬ અશુચિભાવના — આ શરીર અપવિત્ર છે, મળમૂત્રની ખાણ છે, રોગ જરાનુ નિવાસ ધામ છે એ શરીરથી હું ન્યારો છુ, એમ ચિતવવુ તે છઠ્ઠી અશુચિભાવના

૭ આશ્રવભાવના — રાગ દ્વેષ, અજ્ઞાન, મિથ્યાત્વ ઇત્યાદિક સર્વ આશ્રવ છે એમ ચિતવવુ તે સાતમી આશ્રવભાવના

૮ સંવરભાવના—જ્ઞાન, ધ્યાનમાં પ્રવર્ત્તમાન થઈને જીવ નવાં કર્મ બાંધે નહી તે આઠમી સંવરભાવના

૯ નિર્જરાભાવના—જ્ઞાનસહિત ક્રિયા કરવી તે નિર્જરાનું કારણ છે એમ ચિંતવવું તે નવમી નિર્જરાભાવના

૧૦ લોકસ્વરૂપભાવના—ચૌદરાજલોકનું સ્વરૂપ વિચારવું તે દશમી લોકસ્વરૂપભાવના.

૧૧ બોધદુર્લભભાવના—સંસારમાં ભમતાં આત્માને સમ્યક્જ્ઞાનની પ્રસાદી પ્રાપ્ત થવી દુર્લભ છે વા સમ્યક્જ્ઞાન પામ્યો તો ચારિત્રસર્વવિરતિપરિણામરૂપ ધર્મ પામવો દુર્લભ છે એમ ચિંતવવું તે અગીયારમી બોધદુર્લભભાવના

૧૨ ધર્મદુર્લભભાવના—ધર્મના ઉપદેશક તથા શુદ્ધશાસ્ત્રના બોધક એવા ગુરુ અને એવું શ્રવણ મળવું દુર્લભ છે એમ ચિંતવવું તે બારમી ધર્મદુર્લભભાવના

એમ મુક્તિ સાધ્ય કરવા માટે જે વૈરાગ્યની આવશ્યકતા છે તે વૈરાગ્યને દૃઢ કરનારી બાર ભાવનાઓમાંથી કેટલીક ભાવનાઓ આ દર્શનતર્ગત વર્ણવીશું કેટલીક ભાવનાઓ કેટલાક વિષયમાં વહેંચી નાખી છે કેટલીક ભાવનાઓ માટે અમુક પ્રસંગની અગત્ય છે એથી તે વિસ્તારી નથી

---

## પ્રથમ ચિત્ર

### અનિત્યભાવના

ઉપજાતિ

વિદ્યુત લક્ષ્મી પ્રભુતા પતંગ આયુષ્ય તે તો જળના તરંગ,
પુરંદરી ચાપ અનંગ રંગ શું રાચિયે ત્યાં ક્ષણનો પ્રસંગ !

વિશેષાર્થ—લક્ષ્મી વીજળી જેવી છે વીજળીનો ચમકારો

જેમ થઈને ઓસરવાઈ જાય છે, તેમ લક્ષ્મી આવીને ચાલી જાય છે અધિકાર પતંગના રંગ જેવો છે પતંગનો રંગ જેમ ચાર દિવસની ચટકી છે તેમ અધિકાર માત્ર થોડો કાળ રહી હાથમાંથી જતો રહે છે આયુષ્ય પાણીના મોજાં જેવું છે પાણીનો હિલોળો આવ્યો કે ગયો તેમ જન્મ પામ્યા અને એક દેહમાં રહ્યા કે ન રહ્યા ત્યાં બીજા દેહમાં પડવું પડે છે કામભોગ આકાશમાં ઉત્પન્ન થતા ઇંદ્રના ધનુષ્ય જેવા છે જેમ ઈંદ્રધનુષ્ય વર્ષાકાળમાં થઈને ક્ષણવારમાં લય થઈ જાય છે તેમ યૌવનમાં કામના વિકાર ફળીભૂત થઈ જરાવયમાં જતા રહે છે ટુંકમાં હે જીવ! એ સઘળી વસ્તુઓનો સંબંધ ક્ષણભર છે એમાં પ્રેમબંધનની સાંકળે બંધાઈને શું રાચવું? તાત્પર્ય એ સઘળાં ચપળ અને વિનાશી છે, તું અખંડ અને અવિનાશી છે, માટે તારા જેવી નિત્ય વસ્તુને પ્રાપ્ત કર!

દૃષ્ટાંત —એ અનિત્ય અને સ્વપ્નવત્ સુખપર એક દૃષ્ટાંત કહીએ છીએ. પામર ભીખારી જંગલમાં ભટકતો હતો ત્યાં તેને ભૂખ લાગી, એટલે તે બિચારો લથડીઆં ખાતો ખાતો એક નગરમાં એક સામાન્ય મનુષ્યને ઘેર પહોંચ્યો ત્યાં જઈને તેણે અનેક પ્રકારની આજીજી કરી તેના કાલાવાલાથી કરુણા પામીને તે ગૃહસ્થની સ્ત્રીએ તેને ઘરમાંથી જમતા વધેલું મિષ્ટાન્ન ભોજન આણી આપ્યું ભોજન મળવાથી ભીખારી બહુ આનંદ પામતો પામતો નગરની બહાર આવ્યો આવીને એક ઝાડ તળે બેઠો ત્યાં જરા સ્વચ્છ કરીને એક બાજુએ પોતાનો અતિ જૂનો થયેલો [ એવો ] પોતાનો જળનો ઘડો મૂક્યો, એક બાજુએ પોતાની ફાટીતુટી મલિન ગોદડી મૂકી, અને એક બાજુએ પોતે તે ભોજન લઈને બેઠો રાજી રાજી થતા એણે તે ભોજન ખાઈને પુરું કર્યું ઓશિકે પછી એક પથ્થર મૂકીને તે સુતો ભોજનના મદથી જરાવારમાં તેની આંખો મિંચાઈ ગઈ નિદ્રાવશ થયો એટલે તેને એક સ્વપ્ન આવ્યું પોતે જાણે મહા રાજરીદ્ધિને પામ્યો છે, સુંદર

વસ્ત્રાભૂષણ ધારણ કર્યા છે, દેશ આખામાં પોતાના વિજયનો ડંકો વાગી ગયો છે સમીપમાં તેની આજ્ઞા અવલંબન કરવા અનુચરો ઉભા થઈ રહ્યા છે આજુબાજુ છડીદારો ખમા! ખમા! પોકારે છે એક રમણીય મહેલમાં સુંદર પલંગપર તેણે શયન કર્યું છે, દેવાંગના જેવી સ્ત્રીઓ તેના પગ ચાંપે છે પંખાથી એક બાજુએથી પંખાનો મંદમંદ પવન ઢોળાય છે એવા સ્વપ્નમાં તેનો આત્મા ચઢી ગયો તે સ્વપ્નના ભોગ લેતાં તેનાં રોમ ઉલ્લસી ગયાં એવામાં મેઘ મહારાજા ચઢી આવ્યા વીજળીના ઝબકારા થવા લાગ્યા સૂર્યદેવ વાદળાંથી ઢંકાઈ ગયો, સર્વત્ર અંધકાર પથરાઈ ગયો મૂશળધાર વર્ષાદ થશે એવું જણાયું અને એટલામાં ગાજવીજથી એક પ્રબળ કડાકો થયો કડાકાના અવાજથી ભય પામીને તે પામર ભીખારી બિચારો જાગી ગયો જુએ છે તો જે સ્થળે પાણીનો ખોખરો ઘડો પડ્યો હતો તે સ્થળે તે ઘડો પડ્યો છે, જ્યાં ફાટીતુટી ગોદડી પડી હતી ત્યાં જ તે પડી છે પોતે જેવાં મલીન અને ગોખ જાળીવાળા કપડાં ધારણ કર્યાં હતાં તેવાં ને તેવાં શરીર ઉપર તે વસ્ત્રો બિરાજે છે નથી તલભાર વધ્યું કે નથી જવભાર ઘટ્યું નથી તે દેશ કે નથી તે નગરી નથી તે મહેલ કે નથી તે પલંગ, નથી તે ચામરછત્ર ધરનાર કે નથી તે છડીદારો નથી તે સ્ત્રીઓ કે નથી તે વસ્ત્રાલંકારો નથી તે પંખા કે નથી તે પવન નથી તે અનુચરો કે નથી તે આજ્ઞા નથી તે સુખવિલાસ કે નથી તે મદોન્મત્તતા ભાઈ તો પોતે જેવા હતા તેવાને તેવા દેખાયા એથી તે દેખાવ જોઈને તે ખેદ પામ્યો સ્વપ્નામાં મેં મિથ્યા આડંબર દીઠા તેથી આનંદ માન્યો એમાંનું તો અહીં કશુએ નથી સ્વપ્નાના ભોગ ભોગવ્યા નહીં અને તેનું પરિણામ જે ખેદ તે હું ભોગવું છઉં એમ એ પામર જીવ પશ્ચાતાપમાં પડી ગયો

પ્રમાણશિક્ષા —સ્વપ્નામાં જેમ તે ભીખારીએ સુખસ

મુતાય દીઠા ભોગવ્યા અને આનંદ માન્યો, તેમ પામર પ્રાણીઓ સંસારના સ્વપ્નવત્ સુખસમુદાયને મહાનંદરૂપ માની બેઠા છે. જેમ તે સુખસમુદાય જાગૃતિમાં તે ભીખારીને મિથ્યા જણાયા, તેમ તત્ત્વજ્ઞાનરૂપી જાગૃતિવડે સંસારના સુખ તેવા જણાય છે સ્વપ્નાના ભોગ ન ભોગવ્યા છતાં જેમ તે ભીખારીને શોકની પ્રાપ્તિ થઈ, તેમ પામર ભવ્યો સંસારમાં સુખ માની બેસે છે અને ભોગવ્યા તુલ્ય ગણે છે, પણ તે ભીખારીની પેઠે પરિણામે ખેદ પશ્ચાતાપ અને અધોગતિને પામે છે સ્વપ્નની એકે વસ્તુનું સત્યત્વ નથી, તેમ સંસારની એકે વસ્તુનું સત્યત્વ નથી બન્ને ચપળ અને શોકમય છે આવું વિચારી બુદ્ધિમાન્ પુરુષો આત્મશ્રેયને શોધે છે[૧]

## દ્વિતીય ચિત્ર

### અશરણભાવના

ઉપજાતિ

**સર્વજ્ઞનો ધર્મ સુશર્ણ જાણી આરાધ્ય આરાધ્ય પ્રભાવ આણી; અનાથ એકાંત સનાથ થાશે એના વિના કોઈ ન બાહ્ય સ્હાશે.**

વિશેષાર્થ — સર્વજ્ઞ જિનેશ્વર દેવે નિસ્પૃહતાથી બોધેલો ધર્મ ઉત્તમ શરણરૂપ જાણીને મન, વચન અને કાયાના પ્રભાવવડે હે ચેતન! તેને તું આરાધ્ય આરાધ્ય તું કેવળ અનાથરૂપ છો તે સનાથ થઈશ એના વિના ભવાટવિભ્રમણમાં તારી બાંહ્ય કોઈ સહાનાર નથી

જે આત્માઓ સંસારનાં માયિક સુખને કે અવદર્શનને શરણરૂપ માને તે અધોગતિ પામે તેમ જ સદૈવ અનાથ રહે એવો બોધ

૧ ઈતિ શ્રી 'મોક્ષમાળા' અથવા પ્રથમ દર્શનનું પ્રથમ ચિત્ર 'અનિત્ય ભાવના' એ વિષયપર સદૃષ્ટાંત વૈરાગ્યોપદેશાર્થ સમાપ્ત થયું ।૦।

કરનારું ભગવાન અનાથી મુનિનું ચરિત્ર પ્રારંભીએ છીએ એથી અશરણભાવના સુદૃઢ થશે

દૃષ્ટાંત —અનેક પ્રકારની સિદ્ધિવાળો મગધદેશનો શ્રેણિક નામે રાજા અશ્વક્રીડાને માટે મંડિકુક્ષ એ નામના વનમાં નીકળી પડ્યો વનની વિચિત્રતા મનોહારિણી હતી નાના પ્રકારનાં વૃક્ષો ત્યાં આવી રહ્યાં હતાં નાના પ્રકારની કોમળ વેલીઓ ઘટાટોપ થઈ રહી હતી નાના પ્રકારનાં પંખીઓ આનંદથી તેનું સેવન કરતાં હતાં, નાના પ્રકારનાં ફૂલથી તે વન છવાઈ રહ્યું હતું નાના પ્રકારનાં જળનાં ઝરણ ત્યાં વહેતાં હતાં ટૂંકામાં એ વન નંદનવન જેવું લાગતું હતું તે વનમાં એક ઝાડ તળે મહાસમાધિવંત પણ સુકુમાર અને સુખોચિત મુનિને તે શ્રેણિકે બેઠેલો દીઠો એનું રૂપ જોઈને તે રાજા અત્યંત આનંદ પામ્યો ઉપમારહિત રૂપથી વિસ્મય થઈને મનમાં તેની પ્રશંસા કરવા લાગ્યો આ મુનિનો કેવો અદ્ભુત વર્ણ છે! એનું કેવું મનોહર રૂપ છે! એની કેવી અદ્ભુત સૌમ્યતા છે! આ કેવી વિસ્મયકારક ક્ષમાનો ધરનાર છે! આના અંગથી વૈરાગ્યનો કેવો ઉત્તમ પ્રકાશ છે! આની કેવી નિર્લોભતા જણાય છે! આ સંયતિ કેવું નિર્ભય નમ્રપણું ધરાવે છે! એ ભોગથી કેવો વિરક્ત છે! એમ ચિંતવતો ચિંતવતો મુદિત થતો થતો, સ્તુતિ કરતો કરતો, ધીમેથી ચાલતો ચાલતો, પ્રદક્ષિણા દઈને તે મુનિને વંદન કરીને અતિ સમીપ નહીં તેમ અતિ દૂર નહીં એમ તે શ્રેણિક બેઠો પછી બે હાથની અંજલિ કરીને વિનયથી તેણે તે મુનિને પૂછ્યું કે ' હે આર્ય! તમે પ્રશંસા કરવા યોગ્ય એવા તરુણ છો ભોગવિલાસને માટે તમારી વય અનુકૂળ છે સંસારમાં નાના પ્રકારનાં સુખ રહ્યાં છે ઋતુ ઋતુના કામભોગ જળ સંબંધીના વિલાસ તેમજ મનોહારિણી સ્ત્રીઓનાં મુખવચનનું મધુરું શ્રવણ છતાં એ સઘળાંઓનો ત્યાગ કરીને મુનિત્વમાં તમે મહા ઉદ્યમ કરો છો એનું શું કારણ? તે મને અનુગ્રહથી કહો " રાજાનાં આવાં વચન સાંભળીને મુનિએ

